પોતાની જોડે કાયદેસર લગ્ન કરવાનું જણાવે છે. પરન્તુ સૌંદર્યપિપાસુ લેવીસન ઇસાબેલનું અપમાન કરી તેને નિરાધાર મૂકી ત્યાંથી નાસી છૂટે છે.

"ઇસાબેલને નનામી બાપનો પુત્ર અવતરે છે. પ્રસુતિ પછી પુરી શક્તિ ઇસાબેલમાં આવે છે ત્યારે દુઃખની યાદી અપાવતી જગ્યા છોડીને બીજે કયાં ચાલી જવાનો તે વિચાર કરે છે. અને રેલ્વે માર્ગે નીકળી પડે છે. કમનસીબે કે ખુશનસીબે આગગાડીને અકસ્માત નડે છે અને અકસ્માતમાં ઇસાબેલનો બાળક કચડાઇ મરણ પામે છે. અને કોઇ ભૂલથી અકસ્માતના ભોગ થનારાંના લીસ્ટમાં ઇસાબેલનું નામ પણ નોંધાઇ જાય છે. ઇસાબેલના પ્રાણ તો બચી જાય છે પણ તેના મ્હોડા ઉપરના મ્હોટા ઝખમના કારણે તે બદસૂરત જેવી બની જાય છે. સૌંદર્યના દુરૂપયોગની આ કુદરતી શિક્ષા તો નહિ હોય !

"ઇસાબેલ સારી થતાં જીવનનિર્વાહ માટે કાંઇ કામકાજ શોધવાનો તેણે નિર્ધાર કર્યો સંગીત તો તે સારૂં જાણતી હતી અને ફ્રેન્ચ ભાષા પણ તેને સારી આવડતી હતી. વારસામાં મળેલી આ લાયકાત તેને "ગવરનેસ"ની નોકરી અપાવી દે છે.

"સમયનું ચક્ર ફરતાં ઇસાબેલની શેઠાણીને બહારગામ જવાનું થાય છે અને પરિણામે ઇસાબેલની સેવાની તેને આવશ્યકતા રહેતી નથી; પરંતુ ભલી શેઠાણી ઇસાબેલને એક ખાનદાન કુટુમ્બ પર સુંદર ભલામણ પત્ર લખી આપી તેની નોકરીની વ્યવસ્થા કરી આપે છે. આ કુટુમ્બ બીજું કોઈ નહિ પણ ઇસાબેલના પહેલા પતિ કાર્લાઇલનું હોય છે.

"ઇસાબેલના નાસી જવા પછી તેની ખુબ તપાસ કરવા છતાં લાંબા સમય સુધી તેની કાંઇ ખબરઅંતર નહિ મળતાં અને છેવટે રેલ્વેના અકસ્માતમાં તેના મૃત્યુના સમાચાર મળતાં કાર્લાઇલને તેનાથી છુટાછેડા લેવા પડે છે અને બારબરા હેર જોડે તે બીજા લગ્ન કરે છે. બારબરાને પુત્રનો જન્મ થાય છે અને તેને કાર્લાઇલની પહેલી પત્નિનો પુત્ર બીમાર પડવાથી તેની સંભાળ માટે એક ચાકરડીની જરૂર પડે છે, અને પોતાનાં બાળકોને ફરી એકવાર મળવાની તમન્નાના કારણે માતાનું દિલ ઇસાબેલને પોતાનાજ જુના ઘરમાં પોતાનાજ દિકરાની નિગરાની કરનાર ચાકરડી તરીકે નોકર રહેવાની ફરજ પાડે છે. કઠીન પરિસ્થિતિ ! ઇસાબેલના ચહેરા પર પડેલા કારમી ઘાથી તે બહુ મુશ્કેલીથી ઓળખાય શકે એમ હોવાથી તે આ નોકરી માન્ય રાખે છે અને પોતે ઓળખાય નહિ જાય એની વધારે સાવચેતી માટે તે નીલવર્ણા ચશ્માનો સ્વાંગ સજે છે.

"પોતાના જુનાં ઘરમાં ઇસાબેલને એક સ્ત્રીના અંતરને દામનાર, એક પત્નિના દિલને છૂંદનાર અને એક માતાના કલેજાને કાપનાર અનેક અનુભવો થાય છે.

"અંતમાં ખરો ખૂની કેપ્ટન લેવીસન સાબીત થાય છે. ઇસાબેલનો બીમાર પુત્ર માતાના ગંમીમાં ઇસાબેલના ખોળામાંજ મૃત્યુ પામે છે. અને પુત્રના આખરી સમયે પણ માતા તરીકે પ્રકટ નહિ થઇ શકવાની પોતાની અશક્તિ આદિ દુઃખોના ભારણથી ઇસાબેલ પણ થોડા દિવસોમાં મરણ પામે છે અને કાર્લાઇલ ત્યારે જાણે છે કે મર્હૂમ તેની પહેલી પત્નિ હતી !"

"આમ વહેમના વમળમાં તણાઇને ઇસાબેલે પોતાનો આખો સંસાર ડુબાડી દીધો.

પલટાયલા મનોભાવનો સંચાર થતો હતો. એકવચનીય સંબોધનનો ઉપયોગ ઉતરતી પંક્તિના માનવ માટે અથવા તો વહાલના ઉદ્‌ગાર પ્રદર્શિત કરવા માટે થાય છે. સુલતાન માટે રઝિયાને પહેલા પ્રકારની ઉપયોગિતાની આવશ્યકતા જણાય હોય એવું કોઇ કારણ નહોતું. સુલતાનનાં આંતરિક જીવનથી રઝિયા પરિચિત નહોતી અને લગ્ન કરવામાં સુલતાને દુનિયાની ચુંચી આંખોમાંયે કાંઇ ખોટું કર્યું નહોતું. એટલે કનિષ્ઠ સંબોધન કરવા માટે રઝિયાને કોઇ કારણ નહોતું. પરંતુ પોતાના જીવનને જાણનાં સુલતાનને તો પ્રથમ રઝિયાની પલટાયલી સંબોધન શ્રેણીમાં સંશયનો સંચાર થયો અને પળવાર તો તેના જીવનના પડછાયા તેને આવરતાં દેખાયા. પડછાયાથી ત્રાસે એવો સુલતાન ભીરૂ નહોતો અને પડછાયામાં મારંમતા નહોતી એટલે ભીરૂતાને સ્થાન પણ નહોતું. પળવારે પછી ચંદ્રમાને આવરી રહેલા વાદળ ઓસરી જાય એ ભાંતિ સુલતાનને ઘેરતાં ઘેરતાં પડછાયા ઝડપથી પસાર થઇ ગયા.

રઝિયા સુલતાન માટે ચા લઇ આવી.

ચાનો કપ સુલતાન આગળ ધરતાં રઝિયા એકજ અક્ષરનો ઉચ્ચાર કરી શકી.

"લ્યો!"

(અપૂર્ણ)

---

